આદિવાસી બાળકોનું બાલપત્ર

મે-જુન ૨૦૦૭
અંક : ૧૭

**સંપાદક**
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા

**પરામર્શક**
ભગવાનદાસ પટેલ
ચામુલાલ રાઠવા
કાનજી પટેલ
ડાહ્યાભાઈ વાઢુ

**કળા સંયોજન**
દેસીંગ રાઠવા

**મુદ્રણ સંયોજન**
નીરજ કેંગે

**પ્રકાશક**
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬ ૨, શ્રીનાથધામ સોસાયટી, દિનેશ મિલ પાસે,
વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮

# અનુક્રમણિકા

સંપાદકીય ... ૧
કુંકણા રામકથા ... ૩
સાચો જોગી ... ૬
ખેતર (ગીત) ... ૮
અંગ્રેજી મારી આસપાસ ... ૧૦
રાજારામ મોહનરાય ... ૧૨
લાલચુ શિયાળ ... ૧૩
વાદળી (ગીત) ... ૧૬
ઉખાણા ... ૧૭
શું તમે જાણો છો? ... ૧૮
મીકસર ... ૨૧
ત્રણ દિકરા ... ૨૨
ભીલી મહાભારથ ... ૨૭
મગરને શિયાળ ... ૨૮
પહેલો ખેડુત ... ૩૧
ચાલો નવા શબ્દો શીખીએ ... ૩૨
ફરી મળીશું ... ૩૫

'બોલ' ના વાચકમિત્રોને વિનંતી છે કે 'બોલ'માં સમાવાયેલ વિષયોને અનુરૂપ જો કોઈ લખાણ તમારી પાસે હોય અથવા આપને લખવાની ઈચ્છા હોય તો તે લખી નીચેના સરનામે મોકલશો.

**સંપાદકશ્રી, 'બોલ'**
૧૫, કે કે પાર્ક, પટેલ નગર પાસે, શાસ્ત્રી રોડ, બારડોલી
ફોન નં. : ૦૨૬૨૨ - ૨૨૩૩૯૪

# સંપાદકીય

બાળ મિત્રો

૨૦૦૬ના ચોમાસાની ઋતુમાં તમે જોયું હશે ગુજરાતમાં અમુક વિસ્તારોમાં ખૂબ જ વરસાદ આવ્યો હતો. વરસાદ આવતો હોય ત્યારે દરેકને એમાં ભીંજાવાની ખૂબ મઝા આવતી હોય છે. શરૂઆતનો વરસાદ વિજળીના કડાકા અને ગાજ વીજ તોફાન સાથે આવતો હોય છે. મને વરસાદ બહુ ગમે. કેમ કે વરસાદને કારણે કુદરતી રંગોની જમાવટ એવી થતી હોય છે કે દરેક જગ્યાએ તમને કુદરતનું અનુપમ -અદભૂત સૌંદર્ય જોવા મળે. એની સાથે અદભૂત સંગીત સાંભળવાનું મળે છે.

ઝરમર વરસાદ વરસતો હોય ત્યારે, ધોધમાર વરસાદ વરસતો હોય ત્યારે અને એક ઝાપટું આવીને થોડીવારમાં જતું રહે છે ત્યારે કેવો સુંદર મઝાનો અવાજ સાંભળવા મળે. એક મોટા પાંદડાવાળા આ સાગના ઝાડ નીચે ઉભા હોઈએ ત્યારે, નાના પાંદડાવાળા બાવળના ઝાડ નીચે ઉભા હોઈએ ત્યારે, નદી કે તળાવના પાણી પર વરસાદ પડતો હોય ત્યારે, નળિયા વાળા ઘર પર, ઘાસથી છાજેલા છાપરા પર, ધાબાવાળા ઘર પર, પતરા પર, તાડ કે બીજા પાંદડાથી તૈયાર કરેલ ઘર પર, પ્લાસ્ટિકના કાગળ પર, વરસાદને કારણે નદીમાં પૂર આવ્યું હોય ને ઉપરથી ધોધ પડતો હોય તેનો અવાજ, નાના ઝરણાનો ખળખળ અવાજ, પથ્થરવાળા વહેણમાંથી પાણી વહેતુ હોય ત્યારે કેવા કેવા અદભૂત સંગીતનો અવાજ સાંભળવા મળે છે. જે કોઈ પણ

સંગીત કરતા વધારે ગમે. કેવા કેવા રંગો અને સંગીત સાંભળવાનું મળે.

વરસાદ ન આવે ત્યારે આવે ત્યારે શું પરિસ્થિતિ હોય તે તો આપણે આપણા વાલીઓને પૂછીએ ત્યારે ખબર પડે. સાથે વરસાદ વધારે આવે ત્યારે પણ આપણી હાલત બહુ ખરાબ થઈ જતી હોય છે.

ગયા ચોમાસામાં મધ્યપ્રદેશ, રાજસ્થાન, મહારાષ્ટ્ર અને આપણા ગુજરાતમાં પણ બહુ વરસાદ પડયો હતો. વરસાદ વધારે આવે એટલે નદીઓમાં ભારે પુર આવતુ હોય છે. પુરને કારણે નદી કિનારાના ગામડા અને શહેરોમાં પણ પાણી ભરાઈ જતા હોય છે. તે સમયે જયાં પુર ન આવ્યું હોય તેવા લોકો પાણી સાથે મસ્તી કરતા હોય છે. પરંતુ પાણી સાથે કોઈ દિવસ રમત રમવી નહિ. આપણા વડીલો કહે છે કે ‘પાણી અને અગ્નિ સાથે રમવુ નહિ.’ આપણી સાથે ગમે તેટલુ જ્ઞાન હોય તો પણ એની સામે આપણે હારી જવું પડે છે.

સુરત, વડોદરા અને એની આજુબાજુના વિસ્તારમાં પુર આવ્યુ હતું ત્યારે ઘણું નુકશાન થયું હતું. ધણા માણસો તણાઈ ગયા હતા પણ જેને તરતા આવડતું હતું તેઓ એમાથી બચી પણ ગયા હતા. ને તેઓએ બીજાને પણ બચાવ્યા હતા. તો મિત્રો આપને તરતા આવડતું હોય તો આપણે બચી શકીએ અને બીજાને પણ બચાવી શકીએ. એક ઈજનેર પાસે સારુ જ્ઞાન હતું પણ તેને તરતાં ન આવડતું હતું. તે નદીમાં ન્હાવા ગયો ધીમે ધીમે થોડા ઉંડા પાણીમાં જવા લાગ્યો એને ખબર ન પડી અને ડુબવા લાગ્યો ત્યારે નદી કિનારે ગાયોને ગોઠણ કરી બેસેલા ગોવાળિયાએ એને બચાવ્યો. હું ઈજનેર હોવા છતાં મને તરતા આવડતું નથી. જો આપણને તરતા આવડતું હોય તો બીજાને બચાવી શકીએ છીએ.

**સૌ બાળ મિત્રો, શિક્ષક મિત્રો, વડીલો વાચકોને મારી વિનંતિ કે બોલમાં સમાવી શકાય એવી વાર્તા, ગીતો, ઉખાણા, જોડકણા, તમારી શાળામાં બાળકોને પ્રેરણા મળે એવા કાર્યક્રમોની માહિતી કે બાળકોના સામાન્ય જ્ઞાનમાં વધારો થાય એવી જ્ઞાન-ગમ્મત સાથેની ઉપયોગી માહિતી મોકલવા વિનંતી.** ☺☺

# કુંકણા રામકથા

સીતાનું અપહરણ

કપાયેલા નાક સાથે સુભનખા નાઠી. જઈને રાવણને સાબ્રેસુરની હત્યા અને એના ઉપર હત્યાની કોશીસની વિગતે વાત કરી.

રાવણ વિચારવા લાગ્યો. રામ પ્રત્યે એને રોષ હતો- કારણ કે રામના હાથે એનું મોત લખાયેલું હતું.

લક્ષ્મણ પ્રત્યે એને રોષ હતો- કારણ કે રામને મારવા શેષનાગના આ પુત્રને એ પાતાળમાંથી લાવ્યો હતો,પણ રામદર્શનથી એનું હૃદય પરિવર્તન થતાં એ રામનો દાસ બની ગયો હતો.અને રાવણનો દુશ્મન બન્યો હતો. સીતાના સ્વયંવર વખતે એ ધનુષ નીચે દબાયો હતો ત્યારે લક્ષ્મણે હાથ વડે નહીં પણ પગ

વડે ધનુષ ઉઠાવી એને અપમાનીત કર્યો હતો. એણે સાબ્રેસુરની હત્યા કરી હતી અને બહેન સુભનખાની હત્યાની કોશીસ કરી હતી.

સીતા પ્રત્યે એને રોષ હતો- કારણ કે એના સ્વયંવરમાં એને નિમંત્રણ અપાયું ન હતું અને એને નિષ્ફળતા મળતાં એ અપમાનીત થયો હતો.

હવે બદલો વાળવોજ જોઈએ.

રાવણે એક યોજના બનાવી.

સીતાનું અપહરણ કરવાની.

સીતાને જો એ ઉઠાવી લંકા લઈ જાય તો રામ લક્ષ્મણ એને શોધતા લંકા જરૂર આવે,અને લંકાના ઘરના મેદાનમાં બન્નેને એ જરૂર મારી શકે.

સીતાને લલચાવવા રાવણ મોર બની દંડકવનમાં ગયો. સીતાની ઝુંપડીની આજુબાજુ રાવણ મોર બની ફરવા લાગ્યો. મોરની સુંદર કાંચળી જોઈ સીતા લલચાઈ.

જો મોરની કાંચળીની ચોળી બનાવી પહેરું તો હું સુંદર લાગીશ એવું સીતાએ વિચાર્યું.

રામને સીતાએ કહ્યું કે તમે મોર મારી લાવો. એને માથામાં ઘા કરી મારજો. કાંચળી બચાવી રાખજો. રામ મોર મારવા મોરની પાછળ ગયા. મોર રૂપે રાવણ રામને ઘનઘોર વનમાં લઈ ગયો.સીતા એકલી પડી એજ ઘડીએ લક્ષ્મણ ઝુંપડીએ આવ્યો. રામ ન હતા. સીતા એકલી હતી. સીતાને આ ગમ્યું નહીં. લક્ષ્મણને એ કહે- તમે અહીં રામની ગેરહાજરીમાં શું કામ આવ્યા ? તમે જતા રહો.

લક્ષ્મણ કહે- તમે એકલા છો. હું નહીં જાઉં.એજ ઘડીએ રાવણે-'લક્ષ્મણ દોડ ને' એવો અવાજ કર્યો. સીતા કહે- જો તમને રામ મદદે બોલાવે છે. લક્ષ્મણ કહે- આ અવાજ રામનો નથી. રામનો ઉંહકારો પણ હું ઓળખું છું. આ અવાજ બીજા કોઈનો છે.

સીતા કહે-તમને રામ બોલાવે છે છતાં તમે જતા નથી રામ અહીં નથી એ મુશ્કેલીમાં છે. તમને બોલાવે છે. છતાં તમે અહીંથી હટતા નથી. તમારો ઈરાદો મલીન છે.રામની ગેરહાજરીમાં તમે મને ભોગવવા માંગો

છો? રામ મરે એવું તમે ઈચ્છો છો?

સીતાએ ન કહેવાનાં વચનો કહ્યા.

લક્ષ્મણ કમને ઝુંપડીથી હટવા તૈયાર થયો. જતાં જતાં સીતાને કહ્યું કે- આ ઝુંપડીનાં ત્રણ પગથિયાંની ત્રણ મર્યાદા આપતો જાઉં છું. આ પગથિયામાં તમે ઉતરશો નહીં પગથિયાં ઉતરશો તો અનર્થ થશે.

લક્ષ્મણ વનમાં જતો રહ્યો.

સીતા ફરી એકલી થઈ ગઈ.

લાગ જોઈ રાવણ રામને વનમાં ભુલામણી કરી ઝુંપડીએ સાધુ બનીને આવ્યો. અને ભીક્ષા માંગી.

સીતા વનફળ લઈ પગથિયાં આગળ આવી ત્યારે એને લક્ષ્મણના શબ્દો અને મર્યાદા યાદ આવી. લક્ષ્મણ પાલકપુત્ર હતા. સીતાને એ મર્યાદા કઈ રીતે આપી શકે ? સીતાએ લક્ષ્મણના શબ્દોની અવગણના કરી ત્રણે પગથિયાં ઉતરી રાવણની પાસે આવી ઊભી. રાવણ આવી જ પળની રાહ જોતો હતો. એણે સીતાને ઉઠાવી લીધી અને લંકા તરફ ચાલવા માંડયું. ☺☺

# સાચો જોગી

એક હતો જોગી. જોગી એક ગામથી બીજે ગામ  ભટકયા કરતો હતો. જોગી એક ગામમાંથી બીજા ગામમાં જતો હતો, રસ્તામાં ગાઢ જંગલ આવ્યુ.જોગી જંગલમાંથી જઈ રહ્યો હતો ત્યારે જોગીના કાને અવાજ સંભળાયો તેણે જોયું તો બે બળદના ગળે ઘંટડી બાંધેલી હતી. તેનો અવાજ આવતો હતો. જોગીએ પોતાની ડાયરીમાં બંને બળદના રંગ લખી લીધા અને દિશા પણ લખી લીધી જયારે એ જોગી આગળ વધતો ગયો ત્યાં એક ગામ આવ્યું. જે માલિકના બળદ છુટી ગયા હતા તે માલિક બળદની શોધ ખોળ કરી રહ્યો હતો.માલિકે જોગીને બળદ વિશે પુછયૂ.
ત્યારે આ જોગીએ તે માલિકને કહ્યુ કે આ દિશા તરફ જા, તને આ રંગના બળદ ખોવાઈ ગયેલા તારા બળદ મળી જશે. ત્યારે માલિક તે દિશા તરફ ગયો. માલિકને પોતાના ખોવાયેલા બળદ મળી ગયા. તેથી તે જોગીને પોતાને ઘરે જમવા માટે લઈ ગયો.

જોગી માલિકના ઘરે જાય છે. એક બાજુ  ખાટલામાં જોગી આરામ કરે છે,અને અંદર માલિકની પત્ની જમવા માટે રસોઇ બનાવે છે. રસોઈમાં રોટલા બનાવે છે. રોટલાનો નાંખવાનો અવાજ આવે છે.

તે જોગી સાંભળે છે. ત્યારે જોગી વિચાર કરે છે. અંદર કંઈક બને છે. આમ વિચારી જેવો રોટલાનો અવાજ આવે તેમ જોગીએ દિવાલ પર લીટા દોરતો ગયો. હવે રસોઈ તૈયાર થઈ ગયા પછી માલિકે જોગી પાસે આવી કહ્યું મહારાજ આપણે જમવા જઈએ રોટલા કેટલા બન્યા છે. જોગી પેલા લીટાની ગણત્રી કરી માલિકને કહ્યું તેથી ફરી માલિક માટે જોગી સાચો નિવડીયો.

હવે આખા ગામમાં વાત ફેલાઈ ગઈ કે આપણા ગામમાં મહારાજ આવ્યા છે. તે જે કાંઈપણ હોય તે સાચે સાચું જ કહી દે છે. આમ કરતાં કરતાં આ વાતની જાણ રાજાને થાય છે. તે જ સમયે રાજાના મહેલાંથી હીરાનો હાર ચોરાઈ ગયો હોય છે. રાજા જોગીને માટે પોતાના સૈનિકોને મોકલે છે. સૈનિકો જોગીને લેવા માટે જાય છે. રાજાના મહેલમાં આવી જાય છે. જયારે રાજા જોગીને પોતાનો હીરાનો હાર ચોરાઈ ગયો છે. આ વાત કરે છે ત્યારે જોગી એક દમ મૂંઝાઈ જાય છે. એ ચિંતામાં પડી જાય છે. જાણે આફત આવી ગઈ હોય એવો જોગી બની ગયો કારણ કે જોગી તો કાંઈ પણ મંત્ર-તંત્ર જાણતો ન હતો. તેથી તે મૂંઝાઈ છે. જોગી આખો દિવસ વિચારમાં પડી ગયો સાંજે સૂવે છે પણ નિંદર નહોતી આવતી તેથી જોગી અકળાઈને નિંદરને બોલાવે છે. નિંદરડી ઝટ આવી જા રાજાની દાસીનું નામ નિંદરડી હોય છે, તેને જ રાજાનો હીરાનો હાર ચોર્યો હતો. મહારાજ મારું નામ રાજાને કહી દેશેએવું વિચારી ખુબ ડરતી હતી. નિંદરડી જોગીના

હાથમાં હીરાનો હાર ચોરેલો પાછો આપી દે છે. જોગી આંનદમાં આવી જાય છે. પછી એ સૂઈ જાય છે. સવારે જોગી રાજા પાસે જઈને પોતાનો ચોરાયેલો હાર આપે છે. તેથી રાજા જોગી ઉપર ખુબ ખુશ થાય છે. આને ઈનામ આપે છે, અને સાચા મહારાજ છે. આમ ફરી ધામધૂમથી જોગીની વાહ વાહ બોલાય છે.

છેલ્લે જોગીને વિદાય આપવા માટે રાજા પોતે જોગી સાથે વાતો કરતાં કરતાં ગામની ભાગોળ સુધી મુકવા માટે જાય છે. રસ્તામાં ચાલતા ચાલતા રાજા પોતાના હાથમાં ટીળ  પકડી મુઠ્ઠીવાળી દે છે. અને ફરી જોગીને પુછે છે મહારાજ મારી મુઠ્ઠીમાં શું છે. ત્યારે જોગી ગભરાય છે, અને જોગીનાં મુખમાંથી ગીત સરી પડે છે.

હાલ્યા ચાલ્યા મારગળે મળ્યાં ટીળ રાજાવાળી મુઠ્ઠી જોગીને પડશે માર.

આમ જોગીને બોલતાં જ રાજા મુઠ્ઠી છોડી દે છે. તેથી જોગી સાચા મહારાજ તરીકે વિખ્યાત થાય છે. ☺☺

# ખેતર

ખેતર ખેડોને ખેડૂત ભાઈ

જેઠના વાયરા વહી વહી જાય.

ધુસરી લો હાથમાં ઓ ખેડૂત ભાઈ

હળ જોડોને ખેડૂત ભાઈ.

ખેતર ખેડોને ખેડૂત ભાઈ

અષાઢ આુ આવુ રે થાય.

રોપણી લો હાથમાં ઓ ખેડૂત ભાઈ

બિયારણ લઈ જાઓ ખેતરમાં ભાઈ.

ખેડયુ ખેતર રૂડુ ખેડૂત ભાઈ

અંકુર કુણા ઉગ્યા ખેતરમાં ભાઈ.

લીલી લીલી ચાદર ઓડી ખેડૂત ભાઈ

આંખો ઠરે જોઈને ખેડૂત ભાઈ.

ઉભો પાક અનમોલ તૈયાર ભાઈ

કાપણી કરોને ખેડૂત ભાઈ

કરો તૈયાર ખડુ ખેડૂત ભાઈ.

ભાદરવો આખો વહી વહી જાય. ☺☺

# અંગ્રેજી મારી આસપાસ

બાળમિત્રો,

તમે જોયું હશે કે, માત્ર એક જ  અક્ષર  બદલવાથી નવાં નવાં શબ્દો બને છે. આ શબ્દોના Spelling યાદ રાખાનુ પણ કેટલું સહેલું, નહિ ? ચાલો, ત્યારે આ વખતે તમને ચાર અક્ષરોવાળા શબ્દો આપું.

1

| | | | |
|---|---|---|---|
| | a | l | l |
| | a | l | l |
| | a | l | l |
| | a | l | l |
| | a | l | l |

2

| | | | |
|---|---|---|---|
| | e | l | l |
| | e | l | l |
| | e | l | l |
| | e | l | l |
| | e | l | l |

3

| | | | |
|---|---|---|---|
| | o | l | d |
| | o | l | d |
| | o | l | d |
| | o | l | d |
| | o | l | d |

જવાબ

| (૧) | (૨) | (૩) |
|---|---|---|
| b | b | b |
| c | f | c |
| f | m | g |
| t | s | s |
| m | c | h |

બાળમિત્રો, ગયા અંકમાં તમે એક અંકમાં તમે એક અક્ષર મૂકીને શબ્દ બનાવવાની રમત રમ્યા, મઝા આવી ને ? ચાલો, ત્યારે શબ્દોના  બીજા ખોખા (boxes) તમને આપું. તેમાં અક્ષર પૂરીને તમે શબ્દો બનાવો.

**1**

| | | |
|---|---|---|
| | a | b |
| | a | b |
| | a | b |
| | a | b |

**2**

| | | |
|---|---|---|
| | a | p |
| | a | p |
| | a | p |
| | a | p |

**3**

| | | |
|---|---|---|
| | a | m |
| | a | m |
| | a | m |
| | a | m |

**4**

| | | |
|---|---|---|
| | e | g |
| | e | g |
| | e | g |
| | e | g |

(1) D H W T
(2) c l n t
(3) D H J R
(4) B K L P

# રાજારામ મોહનરાય

રાજારામ મોહનરાયનો જન્મ ૨૨ મે ૧૭૭૨ માં બંગાળના બર્દવાન જીલ્લાના રાધાનગર ગામમાં થયો હતો. તે બ્રાહ્મણ પરિવારના હતા.પ્રાથમિક શિક્ષણ મેળવ્યા બાદ તેઓ અરબી, ફારસી, સંસ્કૃત, લેટિન અને ગ્રીક ભાષાઓ શીખ્યા હતા.તે ઉપરાંત વિવિધ ધર્મોને જાણવવાની ઈચ્છાને કારણે અંગ્રેજી પણ શીખ્યા હતા.

રાજારામમોહનરાય પહેલા ભારતવાસી હતા,જેમણે ભારતમાં સુધારવાદી આંદોલનની શરૂઆત કરી. આ માટે તેમને વિવિધ નામોથી ઓળખાવામાં આવે છે. તેઓ મૂર્તિપૂજાના વિરોધી હોવાથી ઘર છોડીને આખા ભારતની યાત્રા કરી. ત્યાર બાદ ૧૮૦૫ થી ૧૮૧૪ સુધીનો ઈસ્ટ ઈન્ડિયા કંપનીમાં વિવિધ પદો ઉપર નોકરી પણ કરતા રહયા. નોકરી છોડીને ધર્મ અને સમાજસુધાર કાર્યોમાં જોડાઈ ગયા. તેમને સમાજમાં બાળ-વિવાહ, બહુ-વિવાહ સતીપ્રથા અને બાળહત્યાનો વિરોધ કર્યો. અંગ્રેજી માધ્યમના હિમાયતી હતા. જેથી ભારતીય સમાજની પ્રગતિ શક્ય છે તેવું તેઓ માનતા હતા. આ સાથે કલકત્તામાં હિન્દુ કોલેજ, ઈંગ્લિશ સ્કુલ અને વેદાંત કોલેજની સ્થાપના પણ કરી હતી. ☺☺

# લાલચુ શિયાળ

એક શિયાળ હતુ તે નોકરીની શોધમાં ફરતુ હતુ. તે ફરતુ ફરતુ ઈશ્વરનાં દરબારમાં ગયુ. ત્યાં જઈને તેણે ઈશ્વર (ભગવાન) ને કહયુ ઈશ્વર કાકા મને ચાકર રાખો અને તેને ઈશ્વર કાકાએ શિયાળ ચાકર તરીકે રાખી લીધુ. થોડાક દિવસ પછી તેને વાડ કરવાનું કામ સોપ્યુ. વાડ ઘણી લાંબી હતી ઈશ્વર કાકાએ (ભગવાને) તેને સુચના આપી કોઈ પણ જગ્યાએ બાકોરુ રહેવું જોઈએ નહિ. શિયાળે કહયું પ્રભુ તેજ પ્રમાણે થશે.

શિયાળ વાડ બાંધવામાં લાગી ગયુ અને છુપાં બાકોરાં રાખતુ ગયુ. વાડનું કામ પુરું થયું અને તેને ખેડવાનું કામ સોપવામાં આવ્યું. તેણે હળ જોળીને ખેડ કરી તેણે મકાઈ વાવી મકાઈની સાથે ચિભડાં અને કાકડી પણ વાવી.

કાકડી લાગી ગઈ અને શિયાળના મોંઢામાં પાણી આવી ગયું એક પછી એક કાકડી ખાવા લાગ્યો. ઈશ્વર કાકાએ જોયુ કે કાકડીઓ એક પછી એક પુરી થાય છે. ત્યારે કાકડીના વેલા સાથે ઈશ્વર કાકા કાકડી થઈને પડી રહયા. શિયાળ આવીને જુએ છે. તો

મોટી અને સુંવાળી કાકડી છે. આવી કાકડી કોઈ દિવસ મે જોઈ નથી. આ ઈશ્વર કાકા જ હોવા જોઈએ અને તેણે વાડમાં મુકેલા (રાખેલા) બાકોરામાં થઈને નાસી ગયું.

મકાઈ થવા આવી અને શિયાળ ફરીથી લપાતું છુપાતું આવ્યું અને રહેવા લાગ્યું અને મકાઈ પુરી કરવા લાગ્યું પ્રભુએ જોયું કે આ તો મકાઈ પુરી કરવાનો છે. પછી તેમણે જાતે જ મકાઈનાં ખેતરમાં જઈને મકાઈનો છોડ બની ગયા. તે છોડવામાં બે ત્રણ ડોડા મોટા મોટા લાગ્યા. તે છોડવા પાસે આવ્યું અને જોયું કે આવા ડોડા આખા ખેતરમાં જોયા નથી એટલે શિયાળ તેના રાખેલા બારામાંથી નિકળી ગયું.

થોડાક દિવસોમાં પાછું લપાતું છુપાતું આવીને રહેવા લાગ્યું. અને ત્યારે ચિભડાં પાક્યાં હતાં. શિયાળ ચિભડાં ખાવામાં ટેવાઈ ગયું. ઈશ્વર કાકાએ વિચાર્યું કે ચિભડાં ખાનાર ચોરને તો પકડવો જ પડશે ત્યારે ભગવાન ચિભડું ફાટી ગયું હતું તે ચિભડું જોઈને તેના મોઢામાં પાણી છુટ્યું પણ વિચાર કરતા તેને લાગ્યુ કે આ ઈશ્વર કાકા જ હોવા જોઈએ. અને ત્યાથી શિયાળ નાઠું અને રખડવા લાગ્યુ. રખડતા રખડતા એક ચણાનાં ખેતરમાં પહોંચ્યું જોયું તો એક ઝુપડીમાં રખેવાળ

બેઠો છે ઈશ્વર કાકાએ ગુંદરનો માણસ બનાવ્યો હતો. શિયાળે કીધું ભાઈ મને ચણા આપ. રખેવાળ બોલ્યો નહિ. અલા ચણા આપને ? પણ પેલો બોલ્યોજ નહિ એટલે શિયાળને રીસ ચડી અને રખેવાળ ના ગાલમાં એક થપ્પડ મારી એટલે શિયાળનાં હાથ ચોટી ગયા. તેણે રીસ કરીને કહયું છોડી દે ઈશ્વર કાકાએ તેને પકડી લીધો અને બાંધીને ઘોડાની પાછળ લટકાવી દીધો. ઈશ્વરકાકા તેમના ઘરે લઈ ગયા અને પછી તેને છોડી અને ઘોડા સાથે દોડવાનું કહયુ. ઈશ્વર કાકા ઘોડા પર બેઠા અને શિયાળ નીચે દોડવા લાગ્યુ. શિયાળ દોડી દોડીને થાકી ગયુ. પછી ઈશ્વર કાકાને કહયુ મને ભૂખ લાગી છે અને ઈશ્વર કાકાએ તેને છાણું બતાવ્યું. શિયાળે છાણું પલટાવ્યું નીચે લાડવા મળ્યા. લાડવા ધરાઈને ખાધા પછી તેને પાણી માગ્યું. ઈશ્વર કાકાએ પથ્થર બતાવ્યા પથ્થર પલટાવતા નીચેથી પાણી નીકળ્યું. શિયાળે ધરાઈને પીધુ તેને થાક લાગ્યો. ઈશ્વર કાકાએ ખેરનુ ઠુઠુ બતાવ્યુ શિયાળ એના ઉપર બેસી ગયુ. ઠુઠુ દોડવા લાગ્યુ.

દોડતાં દોડતાં શિયાળ આગળ નીકળી ગયું અને ઈશ્વર કાકાએ તેને જવા દીધું. તેણે વિચાર્યુ હવેતો ખાવાનુ, પીવાનુ, સવારી કરવાનુ બધું જ જાણી લીધું છે. આગળ જતાં તેને ભૂખ લાગી છાણું ઉથલાવ્યું લાડવા મળ્યા નહિ. પથ્થર ઉથલાવ્યો પાણી નીકળ્યું જ નહિ. હવે થાક લાગવાથી તે ખેરના ઠુંઠા પર બેસવા ગયો પરંતુ ઠુંઠુ અણી વાળું હોવાથી શિયાળ તેમા ફસાઈ ગયું અને છેવટે ત્યાં જ મરી ગયુ. ☺☺

# વાદળી

કાળી, ધોળી વાદળી રંગની
આભલે વાદળી આવી રે.
આપણે ચાલીએ તેમ ચાલતી
રૂપાળી ધોળી વાદળી રે.
ઠંડો મધુરો પવન લઈને
જેઠ મહિનો આવીયો રે.
પવનની સંગે ધોળી વાદળી
જેઠમાં વરસાદ લઈ આવી રે. કાળી..

ઝરમર ઝરમર વરસાદ સંગ
કરા બરફના પડીયા રે.
નળીયા માથી કરા સરકીયા
મે ઝીલ્યા મને ભાવ્યા રે.
વૈશાખમા અળાઈ થયેલી
પહેલા વરસાદે અમે નાહ્યા રે.
અળાઈ બધી છુમંતર થઈ
પહેલા વરસાદના પાણીએ રે. કાળી..

☺☺

# ઉખાણાં

૧. નાનું છોરુ મંદિરમાં એકી કરે તે શું ?

૨. ઘરમાંથી ધુનતી ધુનતી નીકળે બારણે પડે તે શું ?

૩. લીલી ગાડી લાલ ડ્રાઈવર કાળા પેસેન્જર તે શું ?

૪. લાલ માટલી ને કાળુ ઢાંકણ તે શું ?

૫. દિવસે ભરેલુ રાત્રે ખાલી તે શું ?

૬. ઘુંટણે જાભણી ભાદરવે મહિને વાય તે શું ?

૭. ડુંગરે ડુંગરે બોકારા મારે તે શું ?

૮. કાળી ગાય ભૂમ લઈને પાદે તે શું ?

૯. કોર વગરનું પાનડું તે શું ?

૧૦. પૃથ્વી પર જે છે તે બધું જ ખાઈ જાય આપણે પણ ખાઈ જાય પણ પાણી પીવે તો મરી જાય તે શું ?

૧૧. એક કોઠામાં બત્રીસ બાવા ?

૧૨. બાર ભાઈ જમે અને ત્રણ ભાઈ પીરસે ?

૧૩. કાળી કાબરી જોતી જાય લાખો રૂપિયા ગણતી જાય ?

૧૪. આર સી સી નો બંગલો પણ તેનુ બારણુ નહિ ?

૧૫. બે ભાઈ દિવસે ઝઘડે ને રાત્રે છાને શપ તે શું ?

જવાબો :
જવાબ
૧) શ્રીફળ ૨) સાવરણી 3) તડબૂચ ૪) ચંનોખડી (ચનોડી) ૫) ડામેશીયું ૬) ડોડો ૭) કુહાડી
૮) બંદુક ૯) ડુંગરી ૧૦) અગ્નિ ૧૧) દાંત ૧૨) ઘડીયાળ ૧૩) આંખ ૧૪) ઈંટ ૧૫) બારણા

# શું તમે જાણો છો?

૧) ડાકપ્રથા અને દુલીયાપ્રથા કોણે શરૂ કરી ?

(૧) શેરશાહ (૨) હુમાયુ (૩) અકબર (૪) ઔરંગઝેબ

૨) આપેલ શબ્દો પૈકી સાચી જોડણીવાળો શબ્દ શોધો.

(૧) અતિથિ (૨) અતિથી (૩) અતીથિ (૪) અતીથી

૩) નર્મદા નદીનું મૂળ ક્યાં આવેલું છે?

(૧) સાતપુડા પર્વતની હારમાળામાં (૨) મધ્ય પ્રદેશના મહાદેવ પર્વતમાં
(૩) વિંધ્ય પર્વતના અમરકંટક ડુંગરમાં (૪) સહયાદ્રિની પર્વતમાળામાં

૪) વિદ્યાર્થીયુનિયનોની ચૂંટણીમાં સુધારા લાવવા કેન્દ્ર સરકારે કઈ સમિતિ ગઠિત કરી છે ?

(૧) મોઈબી સમિતિ (૨) વેંકટ ચલૈયા સમિતિ
(૩) લિંગદોહ સમિતિ (૪) ત્રણેયમાંથી કોઈ નહિ

૫) ૨૦૦૭ માં ક્રિકેટ વર્લ્ડકપનું આયોજન ક્યાં દેશમાં થશે ?

(૧) વેસ્ટ ઈન્ડિઝ (૨) ઇંગ્લેન્ડ (૩) દક્ષિણ આફ્રિકા (૪) ઓસ્ટ્રેલિયા

૬) કામના બદલે અનાજનો કાર્યક્રમ દેશના કેટલા જિલ્લામાં ચલાવાય છે ?

(૧) ૧૨૫ (૨) ૧૫૦ (૩) ૧૭૫ (૪) ૨૦૦

૭) ગુલાબી ક્રાંતિનો મુખ્ય ઉદ્દેશ શેનું ઉત્પાદન વધારવાનો છે ?

(૧) ગુલાબ (૨) માછલી (૩) ગાજર (૪) ઝીંગા

૮) ભારતની રાષ્ટ્રીય આવકની ગણતરી કોણ કરે છે ?
(૧) એન.એસ. ઓ (૨)સી.એસ.સી (૩)એન.એસ.સી (૪) એન.એ.એસ. ડી.ઈ.સી

૯) ત્રીજી એશિયન જિમ્નાસ્ટિક્સ ચેમ્પિયનશિપનું આયોજન ક્યાં કરવામાં આવ્યું હતું ?
(૧)અમદાવાદ (૨)સુરત (૩)ભાવનગર (૪)વડોદરા

૧૦) ભારતનું ક્યું રાજય વસ્તીગણતરી અનુસાર સૌથી વધુ ગરીબ છે ?
(૧)બિહાર (૨) ઉત્તર પ્રદેશ (૩)ઓરિસ્સા (૪)આંધ્રપ્રદેશ

૧૧) હવે રેલ્વેના ઝોન કેટલા છે ?
(૧) ૯ (૨) ૧૫ (૩) ૨૦ (૪) ૨૫

૧૨) ભારતનો માનવવિકાસ સૂચકોક માં ૨૦૦૫માં કયો નંબર છે ?
(૧) ૧૨૪ (૨) ૧૨૫ (૩) ૧૨૬ (૪) ૧૨૭

૧૩) એઈડ્સ વિરોધી રસી કયા દેશે શોધી લીધી છે.
(૧) રશિયા (૨) અમેરિકા (૩) ફ્રાંસ (૪) બ્રિટન

૧૪) આદિ કવિ તરીકે કોણ ઓળખાય છે ?
(૧) પ્રેમાનંદ (૨) ધ્યાનંદ (૩) અખો (૪) નરહિં મહેતા

૧૫) ગાંધીજીએ કોને પોતાના આધ્યાત્મિક ગુરૂ માન્યા હતા ?
(૧) મહાત્મા ટોલ્સટોપ (૨) થોરા (૩) ગોખલે (૪) શ્રીમદ રાજચંદ્

૧૬) ‘‘આનંદમઠ’’અને ‘‘વંદે માતરમ્’’ ના રચયિતા કોણ હતા ?

(૧) રવીન્દ્રનાથટાગોર (૨) શરદ બાબુ (૩) સુરેન્દ્રનાથ (૪) બંકિમ ચંદ્ર ચેટરજી

૧૭) હાલમાં જ નેશનલ ક્રિકેટ એકેડમીના ચેરમેમ કોણ નિમાયા છે ?

(૧) દિલીપ વેંગસરકર (૨) સુનીલ ગવાસ્કર (૩) કપિલ દેવ (૪) વેંકટપતિ રાજુ

૧૮) આ વર્ષે મહિલા હોકી વિશ્વકપનું આયોજન કયા શહેરમાં કરવામાં આવ્યુ હતું ?

(૧) મેડ્રીડ (૨) બર્લિન (૩) લંડન (૪) બેંગકોક

૧૯) ભૌગોલિક દષ્ટિએ કુલ જમીનના કેટલા ટકા જંગલો હોવા જોઈએ ?

(૧) ૨૩ ટકા (૨) ૪૩ ટકા (૩) ૩૩ ટકા (૪) ૫૩ ટકા

૨૦) રાજકીય પક્ષોને માન્યતા કોણ આપે છે ?

(૧) રાષ્ટ્રપતિ (૨) લોકસભા અધ્યક્ષ (૩) ચૂટણી પંચ (૪) યોજના આયોગ

(૨૧) ભારતના કયા રાજયમાં સૌથી વધારે મરી મસાલા ઉત્પન્ન થાય છે ?

(૧) કેરલ (૨) મહારાષ્ટ્ર (૩) તમિલનાડુ (૪) પંશ્ચિમ બંગાળ

૨૨) ''એરોનોટિક્સ'' શાનું વિજ્ઞાન છે ?.

(૧) અવકાશ ક્ષેત્ર (૨) ઉડ્ડયનને લગતુ (૩) હવામાન (૪) સમુદ્ર

જવાબ

૧)શેરશાહ, ૨) અતીથી, ૩) વિંધ્ય પર્વતના અમરકંટક ડુંગરમાં, ૪) લિંગદોહ સમિતી, ૫) વેસ્ટ ઈન્ડિઝ, ૬)૧૫૦, ૭) ગીંગા, ૮)સી.એસ.ઓ, ૯)સુરત, ૧૦)ઓરિસ્સા, ૧૧)૧૫, ૧૨)૧૨૭, ૧૩) બ્રિટન, ૧૪) નરસિંહ મહેતા, ૧૫) શ્રીમદ રાજચંદ્ર, ૧૬)બંકિમ ચંદ્ર ચેટરજી, ૧૭) દિલીપ વેંગસરકર, ૧૮)મેડ્રીડ, ૧૯)૩૩ ટકા, ૨૦) ચૂટણી પંચ, ૨૧) કેરલ, ૨૨) અવકાશ ક્ષેત્ર

# મીક્સર મશીન

ચટણી, મીલ્કશેઈક કે જયુસ કાઢવા માટે રસોડામાં વપરાતું મીક્સર તો તમે જોયું જ હશે. ઈલેક્ટ્રીક પાવર વડે ચાલતા મીક્સરની રચના ખુબ જ સાદી છે. ઈલેક્ટ્રીક મોટર વડે એક ચક્ર ફરે છે અને આ ચક્ર જારમાં રહેલી બ્લેડને ફેરવે છે. જારમાં રહેલી બ્લેડ ધાતુની હોય છે.તે ખુબ જ ઝડપથી પંખાની માફક ફરે છે. તેનાં બન્ને પાંખીયા છરી જેવા ધારદાર અને વળેલા હોય છે. જુદા-જુદા ઉપયોગ માટે જુદી જુદી જાતની બ્લેડ વપરાય છે. જારમાં ખાદ્ય પદાર્થો નાખી ચૂસ્ત રીતે બંધ કરી મીક્સર ચાલુ કરતાં જ તે બ્લેડ વડે ખાદ્ય પદાર્થના ટૂકડા થાય છે અને પછી એકદમ બારીક ટૂકડાઓ થઈ ચટણી કે અર્ધપ્રવાહી બની જાય છે. ધાણા, જીરૂ, સિંગદાણા જેવા પાણી વિનાના કોરા ખાદ્ય પદાર્થોનો બારીક પાવડર પણ મીક્સરમાં તૈયાર થાય છે. રસોડામાં ઘણી વાનગીઓ બનાવવામાં ઝડપ ને સરળતા આપતું આ સાધન ૧૯૨૨ માં સ્ટીફન પોપ્લાવસ્કી નામના વૈજ્ઞાનિકે શોધેલું. તેણે ફક્ત સોડા બનાવવા માટે જ તેનો ઉપયોગ કરેલો ત્યાર બાદ ફ્રેડ વોરીંગ નામના વૈજ્ઞાનિકે તેમાં સુધારા વધારા કરી જુદાંજુદાં આકારની બ્લેડ નો ઉપયોગ કરવાનું શરૂ કર્યુ ત્યારથી મીક્સર રસોડાનું લોકપ્રિય સાધન બની ગયું છે. ☺☺

# ત્રણ દિકરા

પદ્માવતી નગરીમાં એક રાજા રાજય કરતો હતો. રાજયમાં અપાર શાંતિ ને સુખ સમૃધ્ધિ હતી. રાજાના ત્રણ દીકરા હતા. રાજાએ ત્રણ પૈકી બે દીકરાઓને ભણવા મોકલ્યા અને ત્રીજાને રાજયના કામમાં ધ્યાન આપવા માટે ઘરે જ રાખ્યો. એક વખત રાજા રાજયનું નિરીક્ષણ કરવા નિકળ્યા. નગરમાં ફરતા ફરતા એક નાનો છોડ દેખાયો, છોડને તેમણે તેમના દિકરાઓને વાડીમાં રોપવા કહ્યું. ધીરે ધીરે છોડ રાતે ન મોટો થાય તેટલો દિવસે અને દિવસે ન મોટો થાય તેટલો રાતે મોટો થઈ એક મોટું ઝાડ બની ગયું. ઝાડ પર ફળ આવવા લાગ્યા. રાજાએ ત્રણેને વારા પ્રમાણે ફળ સાચવવાનું કામ સોપ્યું. પહેલા દિવસે મોટા દીકરાને સાચવવા માટે મોકલવાનું નક્કી થયું. પિતાજીએ કોઈ સાધન સાથે લઈ જવા કહ્યું. મોટો દિકરો તો તલવાર લઈ સાચવવા ગયો. દિવસ તો પસાર થઈ ગયો પરંતું કોઈ દિવસ તો આ કામ કર્યું ન હોવાથી રાત્રિ પસાર કરવી અઘરી બની,ને રાત્રે ઉંઘ આવી ગઈ.

બીજા દિવસે રાજાએ આવીને જોયું તો બે ફળ ઓછા હતા. બીજા દિવસે વચલા દિકરાનો વારો હતો. તે પણ મોટા દિકરાની જેમ તલવાર લઈને ગયો ને કંટાળીને રાત્રે ઉંઘી ગયો. બીજા દિવસે રાજાએ

જઈને જોયું તો બે ફળ ઓછા થઈ ગયા હતા.

ત્રીજા દિવસે નાના દિકરાનો વારો, તેણે પિતાજીને કહ્યું, હું તીરકામઠું લઈ સાચવવા જઈશ. પિતાજીએ હા પાડી, આખો દિવસ બરાબર ફળ સાચવે છે, રાત્રે પણ ઉંઘતો નથી. રાત્રીના બારેક થયા હશે ને એક પક્ષી આવ્યું. પક્ષી ચાંદનીમાં બરાબર દેખાતું હતું. પક્ષી એક ફળ બે પગથી પકડી બીજું ચાચમાં લઈ ઉડવાની તૈયારીમાં હતું, તેજ સમયે નાના દિકરાએ તીર ચલાવ્યું. તીર નિશાન ચુકી ગયું ને પક્ષીની પાંખમાં વાગ્યું. પક્ષીની પાંખના બે પીંછા ખરી પડયા. પીંછા તો સોનેરી રંગના લાગ્યા, જેને સાચવીને મૂકી દીધા. સવાર થઈ રાજાએ આવીને જોયું તો આજે પણ બે ફળ ઓછા હતા. દિકરાએ પિતાને કહ્યું, રાત્રે એક પક્ષી આવે છે જે ફળ લઈ જાય છે., રાજાને આ વાત માન્યમાં ન આવી એટલે દિકરાએ પક્ષીના પીંછા બતાવ્યા. રાજા તો સોનેરી પીંછા જોઈ ચકિત થઈ ગયા. રાજાએ પીંછા સોનીને બતાવ્યા, તે તો સોનાના નીકળ્યા.

રાજાએ ત્રણે દિકરાઓને સોનાનું પક્ષી શોધી લાવવાનું કામ સોપ્યું. પક્ષીને શોધવા પહેલા મોટા દિકરાને મોકલ્યો. મોટો દિકરો થોડા દિવસનું સીધું-પાણી

અને શસ્ત્રો લઈ ઘોડા પર શોધવા નીકળ્યો. એ તો જાય ...છે.. દૂર..દૂર.. વસતી છોડી,જંગલ છોડી દૂર... પહોંચી ગયો. રાત પડતા રોકાણ માટેની જગ્યા શોધવા લાગ્યો. ત્યાં દૂર.. થોડો પ્રકાશ દેખાયો. પ્રકાશની દિશામાં જતા એક રાજાનો મહેલ આવ્યો. ત્યાં દરવાજામાં એક શિયાળ બેઠું હતું. શિયાળે તેને રોકયો, ને પુછયું. અહીં શું કામ આવ્યા ? દિકરાએ કહ્યું આખો દિવસ ફરીને હું થાકી ગયો છું, રાત રોકાવા માટે આશરો મેળવવા આવ્યો છું.શિયાળે કહ્યું: તું સોનાનું પક્ષી શોધવા નિકળ્યો છે ને ? શિયાળની આ વાત તરફ એણે જરા પણ ધ્યાન ન આપ્યું. અંદર જઈ રાજા પાસે એક રાત રોકાવા માટે આશરો આપવાની વિનંતી કરી. રાજાએ એક અંધારી કોટડી બતાવી, ત્યાં જઈ ઉંઘવા ગયો તો અંદર ઘણા ઝેરી સાપ અને વીંછી હતા તે કરડયા તેથી કોટડીની બહાર આવી ગયો. ચોકી કરતા સિપાઈઓ જોડે આખી રાત પસાર કરી. સિપાઈઓ જોડે મિત્રતા થઈ ને ભોજન પણ સારું મળતાં તે ત્યાં જ રહેવા લાગ્યો.

ઘણા દિવસો થવા છતાં મોટો દિકરો ન આવતાં બીજા દિકરાને મોકલ્યો. તે પણ ફરતો ફરતો થાકી ગયો ને સાંજ થતાં એ રાત્રે આરામ માટેની જગ્યા શોધતો શોધતો પ્રકાશની દિશા તરફ આગળ ગયો. ત્યાં એક મહેલના દરવાજામાં શિયાળ બેઠું હતું. શિયાળે પુછયું.: તમે સોનાનું પક્ષી શોધવા નિકળ્યા છો ને ? શિયાળની વાતને સાંભળી ન સાંભળીને અંદર જતો રહ્યો. અંદર જઈ રાજા પાસે એક રાત રોકાવા માટે આશરો આપવાની વિનંતી કરી. તેને પણ પેલી અંધારી કોટડી બતાવવામાં આવી.અંદર ઘણા ઝેરી સાપ અને વીંછી હતા, જે કરડયા એટલે બહાર આવી ગયો, ને સિપાઈ જોડે મિત્રતા થતા ત્યાં જ રહેવા લાગ્યો.

બંને દિકરા ન આવતા રાજાએ નાના દિકરાને પક્ષી શોધવા મોકલ્યો. નાનો દિકરો પણ સીધું-પાણી અને શસ્ત્રો લઈ ઘોડા પર નિકળી પડયો. બે ભાઈઓ ગયા હતા તે તરફ જ ગયો. સાંજ થતા રાત્રી રોકાણ માટે આશરો શોધતો બે ભાઈઓની જેમ પ્રકાશની દિશામાં ગયો. આગળ જતાં

રાજાનો મહેલ  આવ્યો. દરવાજામાં શિયાળ બેઠું હતું તેણે સીધો જ પ્રશ્ન કર્યો, તું પેલું સોનાનું પક્ષી શોધવા માટે નીકળ્યો છે ને ? આ વાત જાણી દિકરાને નવાઇ લાગી. આ શિયાળ ને ખબર કેવી રીતે પડી?.

હા હું સોનાના પક્ષીને જ શોધવા નીકળ્યો છું.હું થાકી ગયો છું ને રાત પડી છે માટે મને એક રાત રોકાવા માટે થોડી જગ્યા આપો તો સારું. રાજા પાસે જતાં પેલી અંધારી કોટડી જ બતાવી. ઘોડાને બાંધીને નાનો દિકરો તો ત્યાં જઈને ઘસઘસાટ સૂઈ ગયો. વહેલી પરોઢે ત્રીજા પહોરમાં શિયાળે એને જગાડયો. જાગીને જોયું તો ઘોડો જયાં બાંધ્યો હતો ત્યાં દેખાયો નહીં. આમ તેમ તપાસ કરી ન મળ્યો. શિયાળે કહ્યું. મારા પર બેસી જા તારા પર કેવી રીતે બેસાય તારી ઉંચાઈ તો ઓછી મારા તો પગ જમીનને અડકી જશે. છતાં શિયાળે આગ્રહ રાખ્યો એટલે બેસી ગયો. શિયાળ તો પવન વેગે જવા લાગ્યું. થોડીવારમાં તો એને સોનાનું પક્ષી હતું ત્યાં લઇ જઈને મુકી દીધો. એ તો જોતો જ

રહી ગયો. શિયાળે કહ્યું મારી વાત ધ્યાનથી સાંભળ, અ હુ કહુ તે પ્રમાણે કરીશ તો તને સોનાનું પક્ષી મળશે. સોનાનું પક્ષી રાતે લાકડાના પાંજરામાં હશે એને એમનું એમ જ તું જઈને લઈ આવ, હું અહીં જ છું. સિપાઈઓ બધાં ઉંઘી ગયાં હતાં. સોનાના પક્ષી પાસે પહોંચી મનમાં વિચાર આવ્યો આ સોનાના પક્ષીને લાકડાના પાંજરામાંથી સોનાના પાંજરામાં મૂકી દઉ. પક્ષીને પકડયું એટલે ફફડવા લાગ્યું, અવાજ  સાંભળી સિપાઈઓ જાગી ગયા. તેને પકડી રાજા સામે હાજર કર્યો. રાજાએ સિપાઈઓને આદેશ આપ્યો, એને હમણાં જ મારી નાખો. એક સિપાઈને જરા દયા આવી ને એણે રાજાને કહ્યું.

મહારાજ આ કોઈ રાજાનો દિકરો લાગે છે એને છોડી દો.

રાજાએ કહ્યું: એક શરતે, એક માસમાં એક ઉડતો ઘોડો છે તે મને લાવી આપે તો તને જવા દઉ ને સોનાનું પક્ષી પણ આપું.

ઉડતો ઘોડો કયાં હશે તે તો ખબર નથી, પરંતુ જીવ બચાવવાનો એટલે હા પાડી. ઠોકરો શિયાળ પાસે આવ્યો. શિયાળની વાત એણે માની ન હતી એટલે શિયાળ તો રાતુંપીળું થતું હતું, પાસે આવતાની સાથે જ તેણે એક પછી એક બે લાત મારી. મેં તને કહ્યું હતું કે, પક્ષી જે પાંજરામાં હશે તેમાં જ લઈ આવજે. તને સોનાનું પાજરું જોઈતું હતું, મરવાનો થયો હતો ?

શિયાળ આગળ તે કશુ બોલ્યો નહિ અને ચુપચાપ સાંભળી રહ્યો.

(ક્રમશ) વધુ આવતા અંકમાં......

# ભીલી મહાભારથ

<u>સેનોતરો યજ્ઞ</u>

પાંડુ રાજા મર્યા પછી નરકખાઈમાં પીડાવા લાગ્યા. એમને કીડા ખાવા લાગ્યા.

ભગવાન કહે, 'તને કૂતરાનો અવતાર આપી ખાણે હસ્તિનાપુરમાં મૂકું. તારા પુત્રો સંભાળશે તને.' કૂતરો થઈ પાંડુ ફરવા લાગ્યા, હડે હડે થવા લાગ્યા. ભગવાનની બેન સુભદ્રાએ કૂતરાવેશના સસરાને ઓળખ્યા. એણે દ્રૌપદીને પૂછ્યું,'પિતા પાછળ પાંડવો એ કેટલા જગન કર્યા' તા.' 'યજ્ઞ તો કર્યા પણ ગુરૂ વિના જ્ઞાન કેવું. પાંડવો તો અભિમાનથી ભરેલી જ વાતો કરે છે.' બંને કુંતાના મહેલે આવ્યાં.

પછી દ્રૌપદીએ ભોજન કર્યા ને કાળા કૂતરાને થાળ જમાડયો. ભીમને ક્રોધ ચડયો. ' આ કાળો કૂતરો તારો ગોઠિયો છે ?' 'ભીમ એ તો મારો સસરો છે.' બેઉ લડવા લાગ્યાં. ભગવાને દ્રૌપદીને શાંત પાડી. દ્રૌપદી કહે,

'આ પાંડવો હજુ એ અભિમાની છે. અધૂરા જગનને લીધે બાપ પાંડુ ને કૂતરાનો અવતાર લેવો પડયો.' ભગવાન કહે, પાંડવો, આપણે મળીને સેનેતરો યજ્ઞ કરીએ. તમો, દ્રૌપદીના ગુરુ બાબો હરગુરો, કુંતાનો ગુરુ ગતરોવાસી અને પાંડુના ગુરુને માનથી તેડો.' ☺☺

# મગર ને શિયાળ

એક દિવસ ડોસો કોતરડામાં પાંજરું માંડવા ગયો. તો પાંજરામાં મગર આવ્યો. પાંજરું કિનારે કાઢી પાંજરામાથી મગર કાઢયો. મગર ડોસાને કહે મને ઉડાં ખાડામા છોડી આવો. ડોસો મગરને ચાદરમાં બાંધી ઉડાં પાણીમાં છોડવા માટે ગયો. ઘૂંટણ જેટલું પાણી આવ્યું એટલે ડોસો કહે છોડી દઉં ? મગર કહે હજુ ઉંડા પાણીમાં. ગળામાં પાણી આવે એટલું પાણી આવ્યું એટલે ડોસો કહે છોડી દઉં ? મગર કહે સારું છોડી દે. ડોસો મગરને જેવો છોડવા ગયો મગરે ડોસાનો પગ પકડી લીધો. ડોસો છોડાવવા મથે પણ મગર છોડે જ નહી.

એ સમયે ત્યાં એક ગાય આવી. ડોસાને ગાયે પૂછયું ડોસા શું કરે? ડોસો કહે ઉંડા પાણીમાં મગરને છોડવા આવ્યો તો મગરે મને જ પકડી લીધો.

ગાય કહે હું જુવાન હતી ત્યાં સુધી સારું દૂધ ખાધું ને ઘરડી થઇ ગઇ એટલે બહાર કાઢી. મગર ખાઇ જાય તો ખાવા દો એમ કહીને ગાય જતી રહી. થોડી વાર પછી એક ઢાંડો ઘરડો બળદ પાણી પીવા આવ્યો. ડોસાને જોઇને ઢાંડો પૂછે શું કરે છે ડોસા ? ડોસો કહે :ઉડાં પાણીમાં

મગરને છોડવા આવેલો તે મને જ પકડી રહ્યો છે.

ઢાંડો કહેઃ જુવાન હતો ત્યાં સુધી સારી રીતે ખેતીમાં ખેડીને ખાધું ને જયારે ઘરડો થઈ ગયો ત્યારે મને ખદેડી કાઢયો ખાઈ જાય મારે શું ? એમ કહી બળદ જતો રહ્યો.

એક તરફ ફરતો ફરતો કોલો આવ્યો. ડોસાને જોઈને કોલો કહે :શું કરે છે ડોસા ? ડોસો કહે ઉંડા પાણીમાં મગરને છોડવા  આવ્યો તો મને જ પકડી રહ્યો છે.

કોલો કહે : કાને બરાબર  સંભળાતું નથી. આ તરફ આવી ને કહો. ડોસો થોડા પાણીમાંથી બહાર આવ્યો. ફરી કોલો પૂછે શું ડોસા ? ડોસો કહે મગર પાંજરામાં હતો તેને ઉંડા પાણીમાં છોડવા આવ્યો હતો તે મને જ ખાવા કરે છે.

કોલો કહેઃ આ તરફ નજીક આવો બરાબર સંભળાતું નથી. ડોસો મગરને લઈને જ કિનારે નીકળ્યો. કોલો કહે અરેરે.... આ તો બહુ મોટો મગર છે કેમ છોડાવીશ. તેટલામાં કોલાએ ઈશારો કરીને એક પથ્થર બતાવ્યો. ડોસાએ પથ્થર લઈને મગર પર અફાળ્યો. મગર છોડીને પાણીમાં જતો રહે. મગર કોલાને પકડવાનું વિચારવા લાગ્યો.

એક જાંબુડાનું ઝાડ હતું રોજ કોલો જાંબુડા ખાવા ત્યાં આવે. એક દિવસ જાંબુડા ખાવા કોલો આવ્યો. મગર દુરથી આવતા  જોઈને સંતાઈ ગયો. તે દીવસે કોલો ઉપર ચઢીને જાંબુડા ખાયને જતો રહ્યો. બીજા દીવસે મગર ઝાડ પર ચઢી ગયો. પરંતુ તે દિવસે કોલો જમીન પરના જ જાંબુ ખાઈને જતો રહ્યો. કોલો બહુ ચતુર મગરના હાથમાં આવે નહી. મગર વિચારે કે કોલો પાણી પીવા જાય છે ત્યારે જ પકડુ. એમ કરીને જાંબુડાના ઝાડ નીચે સંતાઈ ગયો.

કોલો બીજા દિવસે પાણી પીવા આવ્યો ત્યારે કોલાનો પગ પકડી લીધો. કોલો કહે : તું એમ જાણતો હશે કે મે કોલાને પકડયો પણ તે તો જાંબુડાના ઝાડનું મૂળીયું પકડયું છે, મારો પગ તો આ રહ્યો એમ કરીને જાંબુડાના ઝાડનું મૂળીયું બતાવ્યું. મગરે પગ છોડયો એટલે કોલો નીકળીને નાઠો. મગર પગ સમજીને મૂળીયાને પકડી રહ્યો. તે દિવસથી કોલો કોઈ દિવસ મગરની હાથમાં આવ્યો જ નહી. ☺☺

# પહેલો ખેડૂત

જૂના જમાનામાં પહેલો ખેડૂત ધણી જેઠ મહિનો આવે ત્યારે વાંકું લાકડું શોધીને હળ બનાવે. ચાર જાતના સાપ પકડી લાવે : ધામણ, ચિતાડો, રુખડો  અને માંડળો.

ધામણની હળ સાથે ધૂંસરી બનાવી, ચિતાડાની લગામ બનાવી, રુખડાનું ધૂંસરી સાથે બળદોને બાંધવા માટેનું દોરડું બનાવ્યું અને આંધળી ચાકરની ધૂંસરી બનાવી. અને કાળીયા મેઘને અને ગોરા વાઘને ગાડામા જોતરી દીધા.

ખેડૂત ખેડવા લાગ્યો ત્યારે ગોરો વાઘ પડી જાય છે અને કાળીયો મેઘ ચાલે છે. તેથી તેઓ ખૂબ દુઃખી થયા. તેવામાં ગોરી ગાય મોરીયો વાછડો લઈને ત્યાં આવી પહોંચી. ગોરો વાઘ કહે છે, ‘મને છોડાવ તો તને હું મારુ જ નહિ.’ કાળીયો મેઘ કહે છે, ‘મને છોડાવે તેના માટે ચોમાસું ચાર મહિનાનું કરી આપું.’ ગાયે વિચાર કર્યો, ‘ચોમાસું ચાર મહિનાનું કરી આપે તો મારા છોકરાઓને સારી રીતે ખાવાનું મળે.’ એમ વિચાર કરીને ગાયે કાળીયા મેઘને સ્થાને તેના પુત્ર મોરીયા વાછડાને જોતરી દીધો. ગોરો વાઘ ઘણો જ ગુસ્સે થયો.

તે દિવસથી વાઘ ઢોરઢાંખર તેમજ માણસોનો દુશ્મન બની ગયો. તે દિવસથી સાપનું ઝેર પણ ચઢવા લાગ્યું. તે દિવસથી ગાયને લીલું ઘાસ અને પાણી મળવા લાગ્યાં. ખેડૂતને પણ સારો પાક મળવા લાગ્યો. ☺☺

# ચાલો નવા શબ્દો શીખીએ

કોઈપણ ભાષાને સારી રીતે સમજવી હોય, શીખવી હોય તો તેના શબ્દો જાણવા જરૂરી બને છે. શબ્દો સહેલાઈથી શીખવા માટે શબ્દની સાથે ચિત્ર હોય તો તે સરળતા શીખી શકાય છે. આ અંકમાં આપણે અલગ અલગ આદિવાસી ભાષાઓના શબ્દોને શીખીએ :

| | ભાષા | |
|---|---|---|
| ટાલીયો | ગુજરાતી | ખભો |
| બોળગો | રાઠવી | ખબ્બો |
| બોરું ભોડુ | ડુંગરી ભિલી | ખપો |
| બુડો | પંચમહાલી ભીલી | ખબો |
| બોરો | ગરાસિયા | ખેંભો |
| બોડકી | દેહવાલી | ખાંદ |
| ટાલ્યૂ | પાવરી | ખાંદ |

| | ભાષા | |
|---|---|---|
| હાથ | ગુજરાતી | કુણી |
| હાત | રાઠવી | કુણી |
| આથ | ડુંગરી ભિલી | કુણી |
| હાથ | પંચમહાલી ભીલી | કુંણી |
| બાહ | ગરાસિયા | કુહણે |
| આથ | દેહવાલી | કોપો |
| આથ | પાવરી | ખુમ |

કાંડુ
ગુજરાતી
હથેળી
ખૂંદો
રાઠવી
હતેળુ
કોંડુ
ડુંગરી ભિલી
અથેલી
કાંડુ
પંચમહાલી ભીલી
હથેળી
કોંડુ
ગરાસિયા
હથાળી
મુમદો
દેહવાલી
થાઁઅતો
આથન ગુટ્યા
પાવરી
થોલતી
આંગળી
ગુજરાતી
અંગૂઠો
આંગળી
રાઠવી
અંગૂઠો
ઑાંગળીયો
ડુંગરી ભિલી
અગૂઠો
આંગળી
પંચમહાલી ભીલી
અંગૂઠો
ઓગળી
ગરાસિયા
એંગૂઠો
આકડી
દેહવાલી
આંગઠો
આંગલ્યા
પાવરી
ઉમહ્

નખ ← ગુજરાતી → મુઠ્ઠી
નોંખ ← રાઠવી → મૂઠ
નોખ ← ડુંગરી ભિલી → મૂઠો
નોખ ← પંચમહાલી ભીલી → મુઠ
નેખ ← ગરાસિયા → મૂઠ
નોખ ← દેહવાલી → મુઠ
નખ ← પાવરી → મુઠ
છાતી ← ગુજરાતી → પેટ
સાતી ← રાઠવી → પેટ
સાતી ← ડુંગરી ભિલી → ઓઝરુ
સાતી ← પંચમહાલી ભીલી → પેટ
સાતી ← ગરાસિયા → ઓઝરુ
સાતી ← દેહવાલી → ડેડ
સાતી ← પાવરી → પેટ

# ફરી મળીશું

ગયા વર્ષે જુલાઈ મહિનામાં ૫૦ જેટલા બાળકો અલગ અલગ ગામડામાંથી તેજગઢ આવ્યા. આ બાળકો એવા હતા કે જેઓ ક્યારેય સ્કુલમાં ગયા ન હતા. તેમના વાલીઓએ તેઓનું ભણતર થવું જોઈએ એવું વિચાર્યું પણ ન હતું. ૭ થી ૧૪ વરસની ઉંમરના આ બાળકો હતા. તેમાંથી થોડા ઘણા એક-બે વર્ષ નિશાળમાં ભણ્યાં હતા પણ ત્યાર પછી એ ગોવાળે જતા રહ્યા. મારા ધ્યાનમાં આવ્યું કે આ બાળકોને ભણાવીશું નહી તો કદાચ કાયમ માટે એ નિરક્ષર રહેશે. બાળકો તેજગઢ આવ્યા, પણ ચોક્કસ ખબર ન હતી કે એમને શું ભણાવીશું? માત્ર લખવાનું ભણાવીશું પણ આ બાળકોની ઉંમર અલગ અલગ હતી. પછી એવું પણ વિચાર્યું કે, જે ભણતર છે એ જીવનમાં ઉપયોગી નિવડે એવું હોવું જોઈએ. મારા આદિવાસી મિત્રોએ ભેગા થઈ એમની સાથે ચર્ચા કરી અને અભ્યાસ ક્રમ નક્કી કર્યો. સૌથી પહેલા તો ૧ મહિના સુધી બાળકોને સમયસર સુવાનું, સમયસર જમવાનું, સમયસર ઉઠવાની એક ટેવ પાડવાનું નક્કી કર્યું, વળી સારી રીતે દાંતણ કરે, એમના નખ અને વાળ સારી રીતે કાપેલા હોય, પોતાના કપડા પણ ધોએલા અને સાફસુથરા રાખે અને સારી રીતે પહેરે, માત્ર આટલું જ કરવાનો નિર્ણય કર્યો. લખવાનું વાચવાનું પછીથી ભણાવીશું એવું વિચાર્યું.

પણ બાળકો તો આખરે બાળકો જ રહ્યા. સવારે નિયમીત ઉઠતા થયા, રાત્રે નિયમીત સુતા થયા પણ દિવસ દરમ્યાન જાત જાતની રમત રમતા અને બપોરના સમયે તેજગઢના વાચનાલયમાં જઈ ત્યાં રંગીત ચિત્ર વાળા પુસ્તકો પણ જોતા. તે ઉપરાંત મોટા માણસોની ચર્ચા થાય, અથવા એમને કોઈ મળવા માટે આવ્યું હોય તો ત્યા બેસીને મોટા લોકોની વાતો સાંભળતા. તેઓનું થોડું ઘણું અનુકરણ કરતા થયા. એટલે ૧ માસ દરમિયાન જ બાળકોએ કેવી રીતે બેસવું, કેવી રીતે વાતો કરવી વગેરે ધ્યાનથી જોવાનું શરૂ કર્યું.

તેજગઢ એકેડેમીમાં ઘણા બધા કોમ્પ્યુટર છે. કોમ્પ્યુટર દ્વારા મોટા પડદા પર ચિત્રો જોવાની વ્યવસ્થા છે. બાળકોને આ ચિત્રોમાં રસ આવવા માંડ્યો. સાંજે ત્યા બેસીને દુનિયાની વિવિધ જગ્યાએથી ભેગા થયેલ આ ચિત્રો, નૃત્ય અને સંગીત ના દશ્યો જોવા બાળકો ટેવાઈ ગયા.

એ જમવા બેસતા ત્યારે બધાં જ એક સાથે જમવાની શરૂઆત કરતા થયા. કોઈને મોડુ થાય તો બાકીના બાળકો એની રાહ જોતા અને તે બાળક ના આવે ત્યા સુધી ભુખ્યા રહેવાની એમની તૈયારી થઈ. પછી એક દિવસ કોઈકને લાગ્યું કે જમતા પહેલા કોઈ સરસ ગીત ગાવું જોઈએ. કોઈકે નવા એક બે ગીત બાળકોને ગાતા બનાવ્યા. ત્યાર પછી મેં જોયું કે બાળકો સુતા પહેલા પણ સાથે મળીને એક બે એવાજ ગીત ગાતા. કોઈકને થયું કે બાળકો સવારે ઉઠે

છે ત્યારે તેમના પાસેથી કસરત કરાવવી જોઈએ. તો પછી શું ? બાળકો એ કસરત કરવાનું પણ શરૂ કર્યું. બે-ત્રણ મહિના થયા પછી અમે બધાને બે જોડી કપડા ગણવેશના રૂપમાં આપ્યા. બાળકોને સારુ લાગ્યું. હવે ગણવેશ પહેરેલા ૫૦ બાળકો એક સાથે જ વાંચનાલયમાં જવા લાગ્યા. ત્યા કોઈક પુસ્તક વાંચતા હોય તો તેઓને પ્રશ્ન કરવા લાગ્યા, ''આ પુસ્તક માં શું લખ્યું છે ?'' ૩ મહિના પછી બાળકોના વાલીઓ તેમને મળવા માટે આવ્યા. વાલીઓએ જોયું કે દરેક ના બાળક ખુબ જ બદલાઈ ગયા છે. હવે તોફાન અને મસ્તી નથી કરતા. પણ નિયમીત દરેક કામ કરી રહ્યા છે. વાલીઓએ અમને કીધું કે આ તો ખુબ સારુ થયું. હવે આ બાળકોનું ભણતર તમે શરૂ કરજો.

ત્યાર પછીના ૨-૩ મહિના જતા રહ્યા અને બાળકોએ ધીમે ધીમે કોઈકને વાગ્યું હોય તો પાટા બાંધવાનું શીખી લીધું. કોઈના ખમીજ ના બટનો ટુટ્યા હોય તો એ બટન સીવી ઠીક કરવું શીખી લીધું. પોતાની પથારી પોતે જ પાથરવી અને સવારે સારી રીતે ભેગી કરી રાખવાનું શીખી લીધું. ઝાડ ને પાણી આપવું અને તેના ફળ પાકે નહી ત્યાંસુધી ઝાડ પર ટકાવી રાખવાનું શીખી લીધું. સાથે સાથે જ કોઈક મહેમાન આવેલા હોય તો તેઓનું સ્વાગત કરવું, તેઓ સાથે બે શબ્દ સારી રીતે બોલવા અને જ્યારે જરૂરત હોય તો ૫૦ બાળકો વચ્ચે ઉભા રહીને વાતો કરવાનું પણ શીખી લીધું. વળી લખાણમાં નહી પણ મૌખિક રીતે એક થી સો આંકડા ગણવાનું, એક થી ત્રીસ સુધીના ગુણાકાર અને જાત જાતના કાવ્યો ગાવાનું પણ શીખી લીધું હતું. એક દિવસ અમે બાળકોને કોરા કાગળ આપ્યા. તે કાગળ ઉપર રંગબેરંગી લીટીઓથી બાળકોએ ચિત્રો દોર્યા. સાથે સાથે જ અમે એમને વગાડવાની પેટી, ઢોલ, વાંસળી જેવા વાદ્યો આપ્યા. બાળકો વાદ્યો વગાડવા લાગ્યા. ત્યાર પછી ચિત્રકલા અને સંગીત એમનું રોજનું કામ બની ગયું.

ત્યાર પછી એમને ધીરે ધીરે લખવા-વાચવાનું શીખવ્યું. સાથે સાથે કોમ્પ્યુટરનો વપરાશ, સોલર-વિજળીથી ચાલતા સાધનો, નાના મોટા યંત્રો વિશેપણ માહિતી આપવાનું શરૂ કર્યું. ત્રણ મહિના પછી ફરી એક વાર વાલીઓનો આવવાનો સમય થયો. ત્યારે બાળકોએ તેજગઢ એકાડેમી પાસે જેટલા પણ યંત્રો અને સાધનો છે તેનું એક સરસ પ્રદર્શન ગોઠવ્યું. વાલીઓ આવ્યા ત્યારે દરેક યંત્ર પાસે એક એક બાળક ઉભા રહ્યો હતો અને તે યંત્રની માહિતી આપતો હતો. વાલીઓને વિશ્વાસ રાખવો પણ મુશ્કેલ હતો કે આ આપણી ગાયો પાછળ રખડતો છોકરો આજે આપણને કોમ્પ્યુટરની માહિતી આપી રહ્યો છે અથવા આ આપણી ભેસોનું છાણ ભેગી કરવાવાળી દીકરી, આજે આપણને ટેલીવિઝન અને રેડિયો વિશેની માહિતી આપી રહી છે. વાલીઓએ અમને પુછ્યું , ''આટલું બધું તમે ક્યારે ભણાવ્યું?''

જ્યારે એકાદ વાલીએ તેના બાળકને ભણાવતા શિક્ષકને પુછ્યું, ''આટલું બધું તમે બાળકને ક્યારે ભણાવ્યું ?'' ત્યારે શિક્ષકે સમજવું કે રાષ્ટ્રપતી પદક મેળવવાથી પણ આ પ્રશંસા વધારે મહત્વની છે. ☺☺